# સોળ વરસની સતી

અને

# નવ વરસનો પતિ

## ભાગ ૫-૬

લેખક

**મગનલાલ બાપુજી ગોધરાવાળા**

લેખકની પરવાનગીથી છપાવી પ્રસિદ્ધ કર્તા

**બુકસેલર જદુલાલ નારણદાસ ચોકસી**

મુ. **નડીઆદ**

કીમત રૂ. ૦-૧-૬.

પ્રેમી જુગલના સુખી સંસારનું સારૂં પરીણામ.





આવૃત્તિ ૩. પ્રત ૮૦૦૦. સને ૧૯૨૩.

આ પુસ્તક ફેરી કરનારાઓને સસ્તા ભાવથી

આપવામાં આવશે.

આ ચોપડી ઉમરેઠ સરસ્વતી પ્રેસમાં આર. બી. ત્રીવેદીએ પ્રકાશક માટે છાપી.

# સોળ વરસની સતિ

અને

# નવ વરસનો પતિ

ઉર્ફે

# બાળલગ્નનો બળાપો ભાગ—૫ મો

સતિએ દુઃખથી કંટાળી તેના માબાપને દીધેલો શ્રાપ.

( રાગ—ગરબીનો )

મરજો મરજો મારાં માને બાપ કે ભુખે મરજો રે,
રહેજો રીબાતાં દીન ને રાત કે નર્કે પડજો રે. ૨૪૨

મારો એળે ખોયો અવતાર કે ભુખે મરજો રે,
મારો શ્રાપ છે દીન દયાળ કે નર્કે પડજો રે. ૨૪૩

તારા કુળમાં રે'જો નહિ કોઈ કે ભુખે મરજો રે.
રવડી રવડી થાજો તારૂં મોત કે નર્કે પડજો રે. ૨૪૪

મારૂ જોબન કર્યું તમે ધુળ કે ભુખે મરજો રે,
સોંપી નાના તે કંથની સાથ કે નર્કે પડજો રે. ૨૪૫

મારૂં રંભા સરીખુ રૂપ ધુળ રોળાવીરે,
વીચાર્યો વીના નાંખી બાગ ખુબ અકળાવી રે. ૨૪૬

કદી મુજ મનની ઉમેદ પાર ના પાડી રે,
બેલ મુકી ગરીબડી ગાયના જોડી તમે ગાડી રે.

મને ખોટી નજરથી લોક બહુ જ નીહાળે રે,
પ્રભુ લેજો તમારી પાસ ચડી ઝટ વારે રે.

મારાં નીર્દય છે માતને તાત બની છું નોધારી રે,
તેથી ગરૂડે ચડીને ગોવીંદ લીયો તમે તારી રે.

પ્રભુ પીયેર મુકીને પુળો હું સાસરે આવી રે,
પણ નાનકડો છે કંથ તેથી નવ ફાવી રે.

વળી સાસુ નણંદ નિર્દય તે તો સહુ જાણો રે,
માટે મહેર કરીને આજ દયા તમે આણો રે.

વળી વરસ થયાં મને સોળ તે બીના કહું છું રે,
મારા નાના તે કંથની સાથ દુઃખ વેઠી રહુ છું રે.

કંઇ સમજે નહિ તે કંથ બહુ છે નાનો રે,
નવ કરશો કજોડું કોઇ કહ્યું મારૂં માનો રે.

વળી કન્યા કનકની વેલ સહુ કોઇ જાણો રે,
કજોડું ન કરશો ભાઇ મારૂં કહ્યું માનો રે.

વળી દેખી દીકરીનો ભરથાર વાતો સૌ કરશે રે,
તેને સોંપેલી તારી બાળ ઝુરી નિત્ય મરશે રે.

કદી વાવ કુવો કે તળાવ સરોવર પાળે રે,
મેણાં દેઇ ઘણેરા લોક જીવ તેનો બાળે રે.

તેથી કહેશે નખોદ માતને તાત કેરૂ જાજો રે,
નહિ રહેશો રતી તલભાર કે ઉજડ થજો રે.

કહે છે સાત પેઢીઓ આજથી નર્કે જાજો રે,
અબળાના સુણીને શ્રાપ પ્રભુ તમે ધાજો રે.

નાના કંથની નારી દે શ્રાપ અંતર ધરશો રે,
મગનની સુણીને વાત એવું નહી કરશો રે.

---

## જ્ઞાતિ બન્ધુ પ્રત્યે સતિની અરજ

( રાગ—ગઝલ )

અરે મમ જ્ઞાતિના વીરા તમોને કરગરી કહું છું
બળાપા બાળલગ્નોના થકી હું તો બળી રહું છું ૨૧૦
અરે ઓ જ્ઞાતિ બન્ધુઓ દયા તમ દીલમાં ધરજો
સુધારા જ્ઞાતિના કરવા સહુ જન આગળે પડજો ૨૧૧
જુવો માતા પિતાં મારાં લઇ પાપો જશે નર્કે
પછીથી દુઃખી અબળાની કહોને પાંખ કંઇ ફરકે ૨૧૨
કરી મોટી અરે સુજને ખરે ! શું આમ પરણાવા
ઉછેરા શું અરે પાળક હમારૂં ધન ઉઘરાવા ૨૧૩
ન સમજો સાહ્યબી અમર તમારી તો ટકી રહેશે
નિહાળી જોડલું જગત્ સૌ ગાળ તો દેશે ૨૧૪
અરે કન્યા તણા વાલી થશે આ દેશ સૌ ખાલી
છતાં આ ઘાતકી કામો રહ્યા છો શું તમે ઝાલી ૨૧૫
હવે તો કંઇ દયા રાખો સહુ ભાઇ દયા રાખો
અરેરે આર્ય અબળાની તુટી જાસે સહુ પાંખો ૨૧૬
તપાસી કારણો તેનાં જગત્નાં ખાવ ના મેણાં
બચાવી બાળ લગ્નોથી કહાડો જગતમાં ફેણાં ૨૧૭

# છતા ધણીએ રંડાપો તે આનું નામ

( રાગ–મુજ ઉપર ગુજરી પીતા પાદશાહ જાણી )

–લાવણી–

હવે કહુછું છેલ્લી વાર સૌ શણુગાર ઉતારી લીધો,
મને છતા ધણીએ રંડાપો સાસુએ દીધો. ૨૬૮

બહુ હતો મુજને પ્યાર છતાં શણુગાર ઉતારી લીધો,
મને છતા ધણીએ રંડાપો સાસુએ દીધો. ૨૬૯

અરે સોળ વર્ષની કરી માતાએ ખરી પછી પરણાવી,
ધરી ઉરમાં ખુબ ઉમંગ સાસરે આવી. ૨૭૦

પૈસાની પડેલી તાણુ તેથી આ કેર પીતાએ કીધો,
મને છતા ધણીએ રંડાપો સાસુએ દીધો. ૨૭૧

પણુ પિતા માહરે કરી મને દુખીયારી અતીશય ભારી,
છે છતા ધણીએ રંડાપા તણી મમ વારી. ૨૭૨

માટે હો વીરલા વાત કહોને હવેકઇ ઉચારૂ,
આ છતા ધણીએ રંડાપો કંઇ જઇ ગાળુ ૨૭૩

માટે આ મારી વાત પ્રેમથી દીલ મહી તમ ધરશો,
વળી હાથ જોડીને કહુછું કજોડું નવ કરશો. ૨૭૪

માટે મનમહી તમે સમજી સમજુ નર વાત ઉર ધરસો,
વળી હાથ જોડીને કહું છું કજોડું નવ કરશો. ૨૭૫
દુઃખીયારી અબળા તણી દીલની વાત તમે ઉર ધારો,
પઇસા લોભી પીતા જનોને ધિક્કારો. ૨૭૬
તમે સુણજો નરને નાર વાત આ મારી કહુંછુ વિસ્તારી,
વાંચીને ઉરમાં ધરો વિનંતી મારી. ૨૭૭
વળી ખરેખરી આ વાત બનેલી સાક્ષાત કહુંછુ કરજોડી,
નાંખો નહી કજોડું કરી આપની છોડી ૨૭૮
મુજ મિત્ર સાંભળો સહુ પુસ્તકો વાંચી શીખામણ લે છે,
આ ગોધરાવાસી મગન લાવણી કહે છે. ૨૭૯
તેથી તમે સમજો આર્ય અબળાથી કેમ કજોડે રહેવાસે,
આ બાકી રહેલું સર્વ પછી કહેવાસે ૨૮૦

---

# સતિનો પોતાના પિતા પ્રત્યે ફીટકાર

( રાગ–ગઝલ )

જુઓ પાળક પિતાની હું અરે વ્હાલી હતી દીકરી
છતાં શું શીર આ મારે પીતા જુઓ ગુજારે છે. ૨૮૧

દયા નવ દીલમાં ધારે કરી તે પ્યાર પઇસાનો
કુવે નાખી કરી હાથે ધરી તે પ્યાર પઈસાનો. ૨૮૨

કરી હાલત બુરી મારી ખરે તે નીરખે કેવી
હતી હું માતને વ્હાલી ખરેખર દેવના જેવી. ૨૮૩

અરે માતા અને પિતા ભલું થાશે ન તમારૂં
હતી વ્હાલી તમોને હું છતાં આ શું કર્યું મારૂં. ૨૮૪

અરે ! ફીટકાર ફીટકારો હજારો વાર ધિક્કારો
જુવાનીમાં મને બાળી જશે આ કેમ જન્મારો. ૨૮૫

કરી મમ હાલ બહુ બુરી લગાવી ગઇને છુરી
મરૂં દીન રાત હું ઝુરી જશે આ કેમ જન્મારો. ૨૮૬

મગન સહુ વાત તો કહે છે સતિનાં દુઃખના કાજે
સુધારા કંઇ હવે કરજો નહિ તો માત તમ લાજે. ૨૮૭

## સતિના દીલનો ઉભરો

યાને

## તેના માતાપીતા ઉપર ક્રોધના આવેશમાં લખેલો પત્ર

શ્રી..................

તારીખ-તમે લને-સોપારી વારે-વનીતા

સ્વસ્તશ્રી ગામ નર્કપુરી મધ્યે માનવંતાં માતુશ્રી તેમજ પાપી પિતા વીગેરે

એતાન શ્રી નીવાસ સ્થળ પૃથ્વીપુરથી લી. તમોએ સ્વહસ્તે દુઃખના દરિયામાં ડુબાવેલી એક આર્ય અબળાના ખરા અંતઃકરણથી અભિશ્રાપ વાંચશો કે જેવી રીતે મને તમોએ અતિ લાડમાં ઉછેરી મોટી આશાઓના શીખર ઉપર ચઢાવી પોતાનો સ્વાર્થ સાધવાની ખાતર મને દુઃખના ડુંગર નીચે દબાવી દીધી છે અને તેના પરીણામે મારે શું સંકટો સહન કરવાં પડતાં હશે તેનો ખ્યાલ ઓ દુષ્ટ માતા તને યાદ નહીજ હોય, ખેર ! તારે તારી પોતાનીજ જાત ઉપર વીચાર કરી જોવો હતો કે મારી જે હાલત તેં કરી છે તેવીજ હાલત કદી તહારી હોય; તો શું તેવાં સંકટોનું સહન કરી શકત ? તેનો વીચાર તારા દીલમાં કરી જોઈને તારા હૃદય પાસેથી સત્ય શીખી લેજે. તારાં કાળાં કૃત્યનો બદલો મારીવતી ન્યાયી પરમાત્મા તને જરૂર આપશે હાલ એજ.

લી. પતી પ્રેમથી વંચીત એક અનાથ આર્ય અબળા.

# ભાગ — ૬

## પુત્રી હોમ

( રાગ-સોરઠી ગઝલ )

ભગવાન તારી છે કળા ન્યારી બહુ કીર્તિ વસી,
આનંદ કરતાં સૌ જનોમાં બાળાઓ જુઓ ફસી. ૨૮૮
નયને નીરખતાં હાય મારી છાતીમાં બહુ સાલતી,
બાળા વર્ષ સોળેતણી છુમ છનક કરતી ચાલતી. ૨૮૯
તે બાળાના પાપી પીતાએ શું કર્યું તે જાણજો,
દીલમાંહી તમ વીચારીને કંઇ રહેમ વૃષ્ટિ આણજો. ૨૯૦
પ્રેમે ઉછેરી પાળીને બહુ લાડથી મોટી કરી,
તેજ બાળાને જુવો નાના પતિ સંગે ધરી. ૨૯૧
જરની અરે લાલચ કરી જન કો ફસાઇ જાય છે,
માટે જુઓ નીજ જન તણોની પુત્રીનું શું થાયછે, ૨૯૨
પાપી પીતા છે તેહનો જાણી અજબ થાવા સમુ,
દીલમાંહી ધારે તેઓ પુત્રી વેચી સુખડું હું જમુ. ૨૯૩
પુત્રી તણી ઉમ્મર જુઓ કંઇ કોની મોટી થાય છે,
પણ જરતણી આશા થકી બાળાઓનું શું થાયછે. ૨૯૪
લેઇ રૂપૈયા તેહના ગણી પાંચ દશ હજાર શું,
નિર્દોષ વેચે બાળીકા જઇ તેહને ધીટકાર શું. ૨૯૫

દીલમાં બહુ મલકાઇને છલકાઇ અભિમાનો ધરી,
લેઇ રૂપઇયા ઘેર આવે કુવે નાંખી દીકરી. ૨૯૬
નિજ બાળતો નવ જાણતી કે મુજ પિતા આ શું કરે,
તે ના સમજતી એમ કે આ સુંદરી આને વરે. ૨૯૭
પરની કરી વાતો ઘણા દીલ માંહી તે હસતા હતા,
તેજ હીજડાઓ જુઓ આ જર થકી ફસતા હતા. ૨૯૮
નાનો પતિ નાદાન છે વળી નવ ગતી રહી અંગમાં,
શું સુંદરી કો મોજ માણે તે પતિની સંગમાં. ૨૯૯
નાનો પતિ તેનો અરે નવ ભાન દુનિયાનું હતું,
તેથી હૃદય તેના વિષે હરનીશ દીલમાં સળગતુ. ૩૦૦
થઈ સોળ વર્ષે સુંદરી આ ધર્મના પુર બ્હારમાં,
ખીલી કળી કલકલ થતી સમ વય સુમનની હારમાં. ૩૦૧

---

# આતો કજોડાની કહાણી !
કે
# બાળાઓની લહાણી !

( રાગ–સવૈયા )

કન્યાવિક્રયના કરનારા મન મહી શું મલકાવો
દીકરી જેવું રત્ન ઉછેરી વેચીને પઇસા ખાવો
તે કરતા તો માત પેટ પત્થર પડીઆ હોતો સારૂં
કન્યાઓ તમ જેવા વેચી જગમાં નવ કરતા કાળું. ૩૦૨
નાનપણે લાડે ઉછેરી પાળી પોષીને મોટી કરો
તેજ બાળકી જરની કાજે વેચી તમારાં પેટ ભરો
વળી વધુ પઇસા મેળવવાને ફેશન તો તમે શીખવાડો
દેખાશે દીકરી રૂપાળી તોજ ભરાશે તમ ખાડો. ૩૦૩
તમ માતાનું એમ કર્યું હોતું તો કયાંથી પેદા થાત
માટે દીલ મહી તમ સમજો અરે ! કુંવારીકાના તાત
ચંદ્ર વીના જેમ ચકોર સુની તેમ સમજજો બાળા આ
દીલમહી બહુ મુઝાઇ કહેશે માતપિતાનું નખોદ જાવ ૩૦૪
નોટ કરનસી એકની ધારી દીકરીને સંભાળો
હરામના પઇસા મેળવવા માટે શું દીકરી પાળો
કુંવારીકા એ શબ્દ કોણ છે તે કંઈ દીલમાં વિચારો
પઇસા લેઇને દીકરી કેરા જીવનને તમ શું બાળો. ૩૦૫

સારસ જેવાં પંખીમાં પણ નરમાદા તો કલોલ કરે
તેમાંથી કોઈ છુટું થાય તો ઝુરી ઝુરી બીજું મરે
તેમ જાણો તમ બાળા મરશે નાના પતીને નીરખતાં
લોક દીએ બહુ મેણાં ટોણાં વાટે કે ઘાટે જાતાં. ૩૦૬
સ્ત્રીની ગત તો સ્ત્રી જાણે છે તોપણ માતા ક્રૂર થાતી
દીકરી દુઃખમાં બળી જશે તે વિચાર દીલમાં નવ કરતી
પુક્ષ ઉમ્મરની થાય બાળા તો શીયળ સાચવે શી રીતે
મદનઅગ્નિના પ્રચંડ ભડકા કેમ કરી નારી જીતે. ૩૦૭
માતા તારૂં હેત સઉ તેં લાલચમાં ઢાંકી દીધું
નવ મહીના ઉદરમાં રાખી આખર શું કાળું કીધું
વર્ણ તમારી નીચ હોય પણ કન્યાવિક્રય કેમ કરો
બહુજ લાડથી ઉછેરી તે બાળા પર શું દુઃખ ભરો. ૩૦૮
સમાન વયનો પતી હોય પણ દ્રવ્ય લેઈ કન્યા આપે
સાસરીયાં બહુ મેણાં દેઇને બીચારીને સંતાપે
કામકાજ સહુ ઘરનું કરજે ગુલામડી સમ જાણી છે
તારા બાપને પઈસા દેઇને તુજને ઘરમાં આણી છે. ૩૦૯
ધર્મ ગ્રંથ સૌ એમ કહે છે કન્યાવિક્રય જે કરશે
જીવત જીંદગી કષ્ટ ભોગવી અંતે નર્ક વીષે પડશે
બાળ તમારી જીવ બાળીને ગાળ અતીશય દેવાની
માબાપે મને કુવે ઉતારી હાય નીસાશા લેવાની. ૩૧૦

એજ નિસાસે માત પિતાનું સત્યાનાશ જરૂર જાશે,
ખોટા રસ્તામાં દ્રવ્ય જશે ને મુરખ અંતે પસ્તાશે.
દ્રવ્ય લેઇને લગ્ન કરે તે સારૂં કદી નવ કહેવાયે,
હિન્દ દેશની પડતી કરવાનાં કારણુ સૌ દેખાયે. ૩૧૧
કંઇક જનો સ્વાર્થને માટે દીકરી કેરાં સાટાં કરે,
કંઇક જનો નિજ પુત્રી વેચી પાપી પેટ પોતાનાં ભરે.
મગનલાલ તો કહે આટલું તે સઉ જન ઉરમાં ધરજો,
કન્યાવિક્રય અટકાવાને બનતુ તો તમથી કરજો. ૩૧૨

---

## બાળલગ્નનો અળાપો

(રાગ-બારમાસી)

પ્રિતમ વિદેશ ગયલા તે ઘેર આજ આવ્યા
નવીન વસ્તુમાં તે ફેશન સંગ લાવ્યા. ૩૧૩
ફેશનમાં શું થયું છે તે વાત કહુ છું આજે
વાંચક વીરા સુણજો સતિનાં દુઃખ કાજે. ૩૧૪
પ્રિતમ તણી જે વાતો હું અહીથી પડતી મુકુ
સાસુ અને સગાંની બ્યુગલ હમણાં પુકુ. ૩૧૫
સાસુએ મુખ જોઇ પ્રીતમ વીદેશ કાઢયા
અમૃત તણા જે છોડો ઇર્ષા રાખીને વાઢયા. ૩૧૬
પ્રિતમ પ્રેમ રાખી ને ઘેર આજ આવ્યા
પણ પ્રભુ મારા સીધા તેથી કોઇ નવ ફાવ્યા. ૩૧૭
સ્વામીને મેં તો પુછ્યુ કે પ્રાણનાથ સુખી
તમારા કાજે અબળા બહુ થઇતી દુઃખી. ૩૧૮
તેથી તમે તમારો વિયોગ મુકો પડતો
દીકરીને દુઃખ દેઇ પિતા થયો રવડતો. ૩૧૯
પણ પ્રાણનાથ મારા ફેશનમાં બહુ ફસાયા
પરદેશ રવડીને તે ઘેર આજ આવ્યા. ૩૨૦
તેથી કો દીન તેણે મુજથી કરી ના વાત
મુજ સંગ બેસવાથી થાયે છે સનેપાત. ૩૨૧

વળી હું જો બોલાવું તો ગુસ્સે બહુજ થાયે
મુજ પર કરીને રીસ તે ઘરની બહાર જાયે. ૩૨૨
તેથી જગત્ જનોને વાતો હું મારી કહુછું
બળાપા બાળ લગ્ન તણુ થી બળી જાઉં છું. ૩૨૩
પણ પતિ સમજાવા મેં બહુ કીધા ઉપાયે
છઠ્ઠીના લેખ થકી તે સર્વે મિથ્યા જાયે. ૩૨૪
પરદેશમાં જઇને ઉલટા ફેશને પડીઆ
ગૃહદેવ શા ગુન્હાથી તમે મુજને નડીયા. ૩૨૫
માતાએ હેત તેનું લાલચ મુકી દીધું
તાતે થઇને નિર્દય આ જગમાં કાળુ કીધું. ૩૨૬
દીકરી તણી કમાઇ પર આધાર તેણે રાખી
જુવોને આર્ય અબળાને દુઃખમાં છે નાંખી. ૩૨૭
માટે છે માત પિતા મારાં ઘણેરાં લોભી
તેથી સતી જુઓને દુઃખે રહી છે થોભી. ૩૨૮
માટે જ્ઞાતિના વડીલો કંઈ અરજ કાન ધરજો
દુઃખી થતી બાળાની સહાયે બને તે કરજો. ૩૨૯
હાથે કરી કજોડાં દીકરી કુવામાં નાંખો
કન્યા તણી અછતનાં એ દુઃખ પોતે સાંખો. ૩૩૦
આવી સતીની બીના ઘણેરી બાકી રહી છે
દુઃખોની હકીકત સો આતમામાં કહી છે. ૩૩૧

## વાંચો વાંચો !! જાહેર ઢંઢેરો વાંચો વાંચો !!

પુસ્તકોના શોખીન સદ્‌ગૃહસ્થોને આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે ટુંક સમયની અંદર હમારા તરફથી [સોળ વર્ષની સતી અને નવ વર્ષનો પતી] એ ન.મની બુક છપાઈ બહાર પડશે જેની અંદર નીચે મુજબના વિષયો આપવામાં આવેલા છે.

૧ કન્યાવિક્રય કરવાથી આર્ય અબળાઓની થતી હાની ૨ વૃદ્ધ લગ્નનો લહાવો ૩ સ્ત્રીઓની ફરજ ૪ જ્ઞાતી વીરોની ફરજ ૫ સતીઓના ચીતાર ૬ વંઢાનો વીલાપ ૭ શંખણીનો ચીતાર ૮ પ્રેમી યુગલનો સુખી સંસાર ૯ કજોડાની કહેણીઓ વીગેરે વીગેરે તથા પતી પત્નીના અરસપરસ પ્રેમ પત્રો અને ઘણીજ રમુજી પરચુરણ કોમીક ગઝલો સહીત છપાઈ બહાર પડશે જે ચોપડી સુંદર ગ્લેઝ કાગળ પાકું બાઇન્ડીંગ સુંદર એકવીસ ચીત્રો તથા એકવીસ ભાગ સહીત લખાયેલું છે માટે આ ચોપડી કન્યાવીક્રય જેવા ક્રુર અને ઘાતકી રીવાજો અટકાવવા અને દીકરીઓના દુ:ખના હેવાલ જાણવા દરેક ગૃહસ્થોએ ઘરમાં રાખવું જોઇએ માટે નીચેના સરનામે અગાઉ ગ્રાહક થવા માટે લખો:—

મળવાનું ઠેકાણું
સરસ્વતી બુક ડીપો
ઠે. સ્ટેશન રોડ, ઘડીઆળીની બાજુમાં મુ૦ આણંદ

સચીત્ર સામાજીક નૉવેલ

# અન્નપૂર્ણા યાને પવિત્ર પ્યાર.

ચાર સુંદર ફોટોગ્રાફીક રંગ-બેરંગી ચીત્રો ઉપરાંત આર્ટ ન ફેન્સી પુંઠા ઉપર સુંદર બે ફોટાથી સુશોભીત કરેલી નૈતિક ધાર્મીક અને સામાજીક વિષયો દર્શાવતી સંપૂર્ણ નવલકથા જરૂર ખરીદ કરો. સ્ત્રીનું સતિત્વ, પતિનો પ્રેમ, કામાંધનાં કૃત્યો, જાલીમ સસરાનો જુલમ, વિગેરે રસમય વિષયો વાંચનારને આનંદમા ગુલતાન બનાવે છે. અસલ કીંમત રૂ. ૧ાા. શ્રાવણ સુદ પુનમ સુધીમાં ખરીદ કરનારને ફક્ત રૂ. ૧) લઈ આપવામાં આવશે તે ઉપરાંત (૧) વર્તમાનકાળનો ઈન્સપેકટર (૨) ચહાદેવીની ચઢાઇ (૩) જસમા ઓડણ એ ત્રણ પુસ્તકો મફત આપવામાં આ પોસ્ટેજ જુદુ. જવાબ માટે રીપ્લાઇ કાર્ડ લખવું.

તુરત લખો—

## બુકસેલર જડુલાલ નારણદાસ.

ઠે૦ સ્વામી નારાયણના મંદીર પાસે,

મુ. નડીઆદ

આ પુસ્તક 'મહેશ' પ્રીન્ટીંગ પ્રેસ, (ગામવાડી, ગીરગામ રોડ, મુંબઇ-૪) માં જશવંતલાલ છોટાલાલ દેસાઇએ છાપ્યું છે.